# અશો ઝરથુસ્ત્ર સાહેબની જીંદગીનો ટુંક અહેવાલ.

## ઝરથુસ્ત્ર સાહેબનાં નેક ફરમાનો.

લખનાર:- શ્યાવક્ષ હો. ઝાબવાળા.

---

૧૯૨૨.

પુસ્તક ભારત સેવા પ્રેસ, ૫૬ ધસવાડી, ધોબીતળાવ, લોહારચાલ
નીટમાં રા. હરજીવન કાળિદાસ મહેતાએ છાપ્યું અને
મી૦ શ્યા. હો. ઝાબવાલાએ 'સ્ટાર બીલ્ડીંગ, ગ્રાન્ટરોડ'
મુંબઇ મધ્યે પ્રગટ કર્યું છે

# દીબાચો.



જરથોસ્તી ધર્મને લગતાં સાહિત્યનાં ચોપાન્યાં આપણી કોમમાં જેમ બને તેમ મોટા પાયાપર બની શકે ત્યાં સુધી મફત વ્હેંચવામાં આવે તો જેમ ખ્રિસ્તી મીશનરીઓ પોતાની ધાર્મિક નેમ પાર પાડવામાં મોટે ભાગે સફળ થાય છે તેમ આપણે આપણી કોમની ધાર્મિક લાગણી જાગૃત રાખવામાં સફળ થઇ શકયે.

આ નેમને અનુસરીને આ ચોપાન્યું મેં પ્રગટ કર્યું છે જે છપાવીને મફત વ્હેંચવામાં સવળાતા કરી આપનાર મુરબ્બીનો આ તકે દીલોજાની ભર્યો અભાર માનું છું.

કર્તા.

# જરથુસ્ત્ર સાહેબના માતાપિતાને આગાહી.

મીડીઆમાં આવેલાં રય શહેરમાં ઘણુંક વર્ષની વાતપર એક નેક અને પવિત્ર જોડું રહેતું હતું. પુરૂષનું નામ પઉરૂષસ્પ હતું અને બાનુનું નામ દોગદો કરીને હતું. પઉરૂષસ્પ પોતાની નેક ખસલતની જીંદગી ગુજારવા માટે જાણીતો હતો, જ્યારે તેની ધંણીયાણી તેટલીજ ભકતીભાવવાળી હતી. બંને હતાં તો સુખી પણ તેમને પેટે એકબી બચ્ચું હતું નહી તેથી માબાપને ભારે સંતાપ થતો અને ઇચ્છતાં કે અમારે પેટે એક દીકરો અવતરે કે જે આવીને ખુદાનો કાયદો આ દુન્યાને સમજાવે કે જ્યાં મુર્તીપુજા જાયજ હતી અને તેઓ એમ ધારતાં હતાં કે તે બાળકનાં આવ્યાથી દુન્યાનાં પાપો ધોવાશે. એક વખતે પઉરૂષસ્ય જ્યારે ભકતીની અંદર મશગુલ હતો ત્યારે એક યઝદ તેની હાજરીમાં આવી ઉભો અને તેને હઓમનાં પાણીનું એક પ્યાલું આપ્યું. તેણે તે પીધું પછી યઝદે તેને જણાવ્યું કે હવે તારે પેટે એક નેક તોખમનું બાળક અવતરશે. એ રીતે એક રાત્રે દોગદોને એક ભયંકર સ્વપ્નો આવ્યો પણ તેમાંથી પરવરદેગારની મહેરથી ખુશાલીમાંજ પરીણામ આવ્યું. તે શું સ્વપ્નો હતો?

## દોગદોનો ખાબ.

આસમાનપર તેણીએ જોયું તો માલુમ પડયું કે એક કાળું સીયાહ વાદળું હતું તેણે ગોયા સુરજનેબી ઢાંકી દીધો હતો. દોગદો થરથર ધ્રુજવા લાગી. આ વાદળાંમાંથી તરેહવાર ફાડી ખાનારાં જાનવરોએ દેખાવ દીધો. દાખલા તરીકે વાઘ, વરૂ, ચીત્તાઓ ગરૂડ પક્ષી વીગેરે અને તેમના વચ્ચે શયતાન ઉભેલો હતો. શયતાન દોગદોના ખોળા તરફ દોડયો અને એક સુંદર હસમુખુ બચ્ચું જે ત્યાં હતું તેને ત્રાપ મારીને છીનવી લીધું. બચ્ચું રડતું નથી પણ ખડખડ હસે છે. દોગદો શયતાન પાસેથી બચ્ચું લેવા કરે છે. પણ નહી–તેણી ઉંઘમાં મશગુલ થઇને બે ફામ પડે છે. ધ્રુજતી તેણી

ઉઠી તો જોયું કે બચ્ચું તેની છાતીએ વળગેલું છે. તરત તે બોલે છે કે " ખુદાતાલાની ગેબી શકતીનો શો બહાર છે! ખુદા મારો રખેવાળ છે. જંગલના જાનવરો કે પક્ષીઓ કે શયતાન મને હયરાન કરી શકશે નહી. હું તેમને તબાહ કરીશ. હું બીજી વેળાએ આવું ત્યારે ધ્યાન રાખજો" આટલું કહીને બચ્ચું નાબુદ થઇ ગયું. મા ફરીને આસમાન તરફ જુએ છે તો સીયાહ વાદળાને બદલે આસમાન પર એક મોટો ટેકરો થઇ રહયો છે. તેમાં રોશનીનું એક કીરણ ઝળકે છે અને સઘળાં વાદળાને વીખેરી નાંખે છે. ગયબી રોશનીના મોજામાંથી એક ફીરેસ્તાઇ આકાર દેખાયો જેના હાથમાં એક જાણે જાદુગરની લાકડી હોય તેવી લાકડી હતી કે જેમાંથી તે ઝળકાટવાળી રોશનીનો મોજો નીકળતો હતો. શયતાન તેમજ જાનવરો અનેપક્ષીઓ આ રોશની જોઇને બ્હીને નાશી ગયાં. ફક્ત પેલો ઝળકાટવાળો ચમકારો અને ઝગકાટવાળી લાકડીથી સર્વે દફે થઇ ગયાં.

ફરીને મધુરવાણીમાં પેલું સ્વર્ગીય બચ્ચું બોલે છે: "માતા" ધીરજ ધરો! મને કશી પણ ઇજા થાય નહી. હું બધાં પર જીત મેળવીશખુદાતાલાની મહેરબાનીનીજ ખાહેશ રાખો હું તમારે પટે જન્મીશરપેના વીષ્પના જમાનામાં મારે લીધે આદમજાદ તમને આશીર્વાદ આપશે. હું અહુરમઝદની રખેવાળી હેઠળ છું એટલે જ્યાં સુધી મારો આ દુન્યાને પહોંચાડવાનો પયગામ પુરો થાય નહી ત્યાં સુધી મને કશીપણ હાનીપહોંચશે નહીં" આટલા સખુનો પછી માતા દોગદો ઊઠી.

## માતાપિતાનું નજુમી આગળ જવું.

ઉઠતાંની સાથે તેણીએ બે હાથ જોડી ખુદાની બંદગી કરી; પછી આ ખાબનો બધો અહેવાલ તેણીએ પોતાના ખાવીંદ આગળરજુ કીધો અને પછી બંને એક નજુમી આગળ ગયાં કે એ ખાબની તાસીર શી છે? નજુમ દોગદોને બે હાથ જોડીને નમ્યો અને કેહેવા લાગ્યો કે " આ તાજુબીભર્યા બચ્ચાની માતા તું

થશે. માણુસજાતના સર્વે દુશમનોને પોતાની ઝળકતી લાકડી વડે તે દુર કરશે. ખુદાનો તે આ દુન્યામાં તેના પેગામનો પાયો "અશોઇ" રહેશે. એક મોટો અને નેક તોખમનો શાહેનશાહ આવશે કે જે તેની શીખ માનશે; અને તેનું ડહાપણ કુલ જેહાનમાં ફેલાઇ રહેશે એવા બેટાની મા! ખુશાલ હોજો! હું જે કહું છું તે ખરૂં જ છે. સેતારા ગવાહી આપેછે. જોકે તે મહાન નરનાં દર્શન કરવાને હું જીવતો રહીશ નહી પણ મારૂં જેબી કાંઇ છે તે હું તેને આપી જાઉં છું."

આટલું સાંભળી લઇને તે નેક જોડાંએ સેતારશેનાસની રૂખસદ લીધી અને દોગદો પોતાના બાળકની આમદ માટે બંદગી કરતી રાહ જોતી બેઠી.

## ઝરથુસ્ત્ર સાહેબનો જન્મ.

જેમ જરથુસ્ત્ર સાહેબના જન્મનો અઇયામ નજીક આવતો ગયો તેમ તેવણુની માતા કાંઇક અજબ રૂપ ધારણ કરતી ગઇ; તેથી લોકો ગમગીન બન્યા પણ તેણી શાંત હતી કારણ કે જોયલો ખાબ તેણીને યાદ હતો એક મધ્યરાત્રે જ્યારે ચંદ્રમા પુર બહારમાં હતો ત્યારે ઝરથુસ્ત્ર સાહેબની આ દુન્યામાં આમદ થઇ. આવતાંની સાથે તેઓ રડવાને બદલે હસ્યા હતા. તરત ખાબમાં પડવાને બદલે હાથો પહોળા કરીને જાણે ચંદ્રમાને ધરવા જતા હોય તેમ પોતે કરવા લાગ્યા. આસપાસનાંઓ આ ચાળાથી અજબ થવા લાગ્યાં અને ઓરતો કહેવા લાગી કે જો આવું બચ્ચું અમારે ત્યાં આવે તો કેવું મજાનું! માતા તંદુરૂસ્ત રહી. અને બચ્ચું રડવાને સુવાને બદલે હસવા લાગ્યું.

## જાદુગરોનાં કાવત્રાં.

તે જમાનાના જાદુગરો જાણુતા હતા કે આ નવાં બાળકનાં માબાપ ઉચ્ચ કુળના છે, પઉરૂપસ્પ સ્પીતમ કુટુંબનો છે, કે જે પીશદાદીઅન વંશના શાહ ફરીદુનની ઓલાદથી ઉતરી આવેલો છે,

એટલે તેઓ બ્હીધા કે તેને ત્યાં આવો મોટો છોકરો ક્યાંથી પેદા પડયો? બાળકનું નામ સ્પીતમ ઝરથુસ્ત્ર રાખવામાં આવ્યું અને જાદુગરો બીધા કે આ બાળક ભવીષ્યમાં રખેને શેહનશાહ થાય. વળી આ તે કેમ હોય કે જન્મતાની સાથે તે હસે! તે લોકોએ ઠરાવ કીધો કે બાળકને ઝબેહ કરવું અને તે માટે કાવતરૂં રચ્યું.

## બાળક ઝરથુસ્ત્રપર પડતા હાદેસા.

જાદુગરો અને કાવત્રાખોરોનો વડો દુરાસરૂન કરીને હતો કે જે દેશનો રાજા હતો અને જો કે ભણેલો હતો છતાં બુરો હતો. જ્યારે જરથુસ્ત્ર સાહેબના જન્મ વેળાએ ચમત્કારો થતા તેણે જોયા ત્યારે એ બીધો કે રખેને સ્પીતમ કુંટુબમાંનો આ નબીરો મારી હાકેમી છીનવી લે. એણે બાળક ઝરથુસ્ત્રને મારી નાખવાનો કસદ કીધો. તરત ઘોડાપર બેસીને ઝરથુસ્ત્ર સાહેબને ઘેર પહોંચી ગયો અને બાળકને ટગર ટગર જોવા લાગ્યો. બાજીગરે જોયું કે આ બાળકમાં અહુરમઝદની રોશની ચળકે છે અને જો એ મોટુ થશે તો મારાં જાદુનો નાશ થશે. તે બુમ મારી ઉઠયો કે "એનાં બીછાણામાંથી એને ઉપાડો" એમ બોલીને જેવો તે ખંજર કાઢીને બચ્ચાનું ધડ જુદું કરવા માંડે છે કે તેનો હાથ ચુકાઇ ગયો, તેનુ ખંજર સરેઝમીન થયું અને તે ધાસ્તીનો માર્યો ત્યાંથી નાઠો.

પણ તેના મુકાબેલોમાં તેણે ઉશકેરણી કીધી અને બધા સાથે જોડાઇ તે બચ્ચાંને ચોરી ગયા, અને એકાંત રેતીનાં રણમાં તેને બાળી નાંખવાની તઇયારી કરવા લાગ્યા. લાકડાંના ઢગ જમાવ્યા. કપુર રેડયો ગંધક નાખ્યું અને આતશ સળગાવ્યો. ઉપર બાળકને મુકયું કે તે હવે નક્કી ખાક થઈ જાય. એટલું કરીને એક બદમાશ રાજાને કહેવા દોડયો કે બચ્ચાંનો નાશ કીધો છે અને રાજા ને બાજીગરો ખુશાલ થયા.

શું બાળક ખાક થઇ ગયું ? નંહી. એક ચમત્કાર બન્યો. આતશ આગ પકડવાને બદલે ઠંડો થઇ ગયો અને બાળક નીરાંતે ઉપર સુઇ રહયું. માતા દોગદો દોડતી આવી અને બાળકને ઉપાડી લીધું. માતા રડતી બોલી કે મારા દીકરા ! ખુદાએ તારો બચાવ કીધો કારણ કે તું પવીત્ર અને નેક છે. એજ મુજબ ખુદા જેઓ નેક અને પવીત્ર છે તેમનો બચાવ કરશે.

બીજા હાથપર પેલા દુશ્મનોને ખબર પડી કે ઝરથુસ્ત્રનો બચાવ થયો છે એટલે તેઓએ બીજી બાજી રચી. બાપને તેઓ લાલચ આપી દૂર લઇ ગયા અને માતાને નીંદ્રાવશ કરી. ત્યારબાદ તેઓ બચ્ચાંને લઇને ઢોરનાં ટોળામાં ગયા. તેઓએ ત્યા તેને મુકી દીધું કે ઢોરના પગ તળે દબાઇને બાળક મરી જાય પણ ફરીને એક વધુ ચમત્કાર બન્યો જે એ કે પેલાં ઢોરનો વડો જે આંખલો હતો તે તે બાળકને જોઇને ત્યાં ઉભો રહી ગયો અને બચ્ચાંને ચાર પગની વચ્ચે લીધું, બચ્ચું તો ત્યાંજ ઉંઘાઇ રહયું. ફરી તે માતા દોડતી આવી અને બચ્ચાંને પાસે લીધું.

જ્યારે દરેક ઠેકાણેથી પોતાને હાર મળી ત્યારે રાજા દરાંસરૂને પોતાની જાદુથી એક એવી જાતનો પ્રવાહી પદાર્થ બનાવ્યો કે તેમાં જો તેઓ પોતાના ડગલાનો છેડો બોળે તો તેઓ નજરે પડી શકે નહી કારણકે તેમ કરે તોજ તેઓ ઝરથુસ્ત્રની માતાને છેતરી શકે. તેઓએ એક વેળા ફરીને ઝરથુસ્ત્રની ચોરી કીધી અને આ વખતે તો તેઓ નક્કી ખાતરી રાખતા હતા કે હવે ઝરથુસ્ત્ર બચશે નહીં. તેઓએ તેમને લઇ જઇને ઘોડાનાં ટોળાંમાં નાંખ્યા કે તેના પગ તળે દબાઇ મરી જાય, પણ એક સુંદર ઘોડી ત્યાં હતી કે જે તે બાળક ઉપર ચારે પગે રક્ષક બની ઉભી રહી અને જેબી જાનવર પાસે આવતું તેને લાત મારીને બાજુએ હટાડતી. આ રીતે જાદુગરો શયતાનની મદદથી પણ બાળક ઝરથુસ્ત્રને મારી શકયા નહી.

# દરૂજોની નીરાશા.

દરાંસરૂનની આશાને જબરો ફટકો લાગવાથી તે બહુ ગુસ્સે થયો અને પોતાના ફરમાન બરદારોને હુકમ કીધો કે જો તેઓએ બાળકનો વહેલો છેડો નહી લાવશે તો તેઓપર તે બરખેલાફ થશે. પોતે શેકારી હતો તેથી તેને વરૂઓનો ગુફો કયાં હોય એ માલુમ હતું. પોતાનાં માણસોને મોકલીને ગુફામાંનાં વરનાં બચ્ચાંઓને કાપી નાંખ્યા કે જેથી માતા લોહીની વધુ તરસી બને. પછી બાળક ઝરથુસ્ત્રને પકડવાનો હુકમ આપ્યો અને વરૂઓનાં ટોળાં વચ્ચે તેને નાંખ્યો. જેવું બાળક ત્યાં જઇ પડયું કે બીજાં બચ્ચાંઓ માફક રડવું શરૂ કીધું નહીં પણ તે હસ્યું અને પરવરદેગારનાં નામનો પોકાર કીધો. જાણે એથી બધાં વરૂઓ ચેતી ગયાં હોય તેમ તેઓ બચ્ચાંની આસપાસ બધા ગોઠવાઇને બેઠાં ને બાળકનો ળવવટીક વાંકો કીધો નહીં. માતા દોગદો ફીકરમંદ બની ગઇ અને એક ધીમા અને મીઠા સરોદથી દોરવાઇને જ્યાં ઝરથુસ્ત્ર વરૂઓનાં ટોળાં વચ્ચે હતો ત્યાં જઇને ઉભી રહી. આવો દેખાવ કદી પણ કોઇએ જોયો હોય? માતાનુ જીગર ફાટી ગયું અને તેણી દીગમુઢ થઇને ઉભી રહી. ફરી તેને પાસાંમાં લીધો અને આ ફેરા પણ ખુદાતાલાની મહેરબાનીથીજ તેઓ બચી ગયા તે પરવરદેગારની તેણે બંદગી કીધી અને બાળકને લેતાં એમ લાગ્યું કે જાણે તેને જન્મ મળ્યો હોય.

હવે શું કરવુ એના વીચારમાં જાદુગરો અને તેમનો સરદાર મશગુલ થઇ ગયા. જંગલ જેહાનમાં એક યોગી રહેતો હતો કે જેની શકતી આ શતરૂઓની શકતી કરતાં પણ વધારે હતી. રાજા જઇને તેને પુછવા લાગ્યો કે શું કરવું? યોગીનું નામ બરતરશ હતું તેણે માથું ધુણાવ્યું અને કહયું કે "એ બાળકનું મગજ બહુ ઉંચું છે માટે એનાં શરીરને તું નુકસાન કરી શકે નહીં એ તો દુન્યાનો મહાન પયગમ્બર છે. ઓ રાજા! બહુ સાવચેત રહેજે, તારો વખત આવી પુગ્યો છે; તારો રસ્તો સાફ કર!

એક રાજા એવો આવશે કે જે નેક અને પવીત્ર હશે અને તે ઝરથુસ્ત્રને બચાવશે. તે ઝરથુસ્ત્રના કલામો કબુલ રાખશે અને આખી દુન્યાપર તેનો ફેલાવો કરશે. તું તે બાળકને મારી નાખી શકશે નહીં.

રાજા બહુ ગુસ્સે થયો અને પોતાના કાવતરાં ચાલુજ રાખ્યાં એટલે ઝરથુસ્ત્રના માબાપને લાગ્યું કે બચ્ચાંને દુશ્મનના પંજામાંથી છોડવવા સારૂં કોઇ ઠેકાણે છુપાવવું પડશે. પહાડમાં દરાકારૂન નામનો એક નેક જાદુગર રહેતો હતો તે બચ્ચાંને બચાવી શકશે એમ ધારીને આખરે બચ્ચાંને તેને સપુરદ કરવામાં આવ્યું. તેણે સાત વરસ સુધી બચ્ચાંને પાળીને મોટું કરવાનુ પોતાને સર લીધું. મા બાપે મોટી દીલગીરી વચ્ચે દરાંકારૂનને બચ્ચું સોંપ્યું અને ઝરથુસ્ત્ર ત્યાં ઉછરીને મોટો થવા લાગ્યો.

## ઝરથુસ્ત્ર સાહેબ પોતાને વતન પાછા ફરે છે.

જ્યારે સાત વરસની ઉમર થઇ ત્યારે ઝરથુસ્ત્ર સાહેબને પોતાને વતન પાછા લાવવામાં આવ્યા. જેવી દરાશરૂનને કાને વાત આવી કે ઝરથુસ્ત્ર બાળક જીવતો છે ત્યારે પોતાના જાદુગર બરતરશને જણાવ્યું કે ઝરથુસ્ત્રને જાદુ શીખવવું કે જેથી કરીને દુન્યાને મુકતી આપનારો તે થાય નહીં સામું જાદુ શીખીને દુન્યાની ફનાગીરીમાં મદદગાર થાય. જો કે પોતે બાળક હતા છતાં ઝરથુસ્ત્ર પોતે ચેતી થયા કે શું બાજી રમવામાં આવે છે. જાદુગરોનાં કાવત્રાંથી તેમનાં શરીરને નુકસાન થયું પણ આત્મા તો સ્વચ્છજ રહયો. બરતરશની મકસદ જ્યારે જાહેર થઇ ગઇ ત્યારે તે પસ્તાવો કરીને પોતાની બુરાઇથી પાછળ હઠયો.

## ઝરથુસ્ત્રનાં શરીર પર સીતમ

જેવા બીજા દુશ્મનોને માલુમ પડયું કે જરથુસ્ત્ર સાહેબ માંદગીને બીછાણે છે ત્યારે તેઓએ તેમને ઝેર આ પવાનું કર્યું. બરતરશે નજુમીનો વેશ લીધો અને સીક ઝરથુસ્ત્ર નજીક વઇદું લઇ

આવ્યો. ઝરથુસ્ત્રે તરત મામલો પીછાંણી લીધો અને પેલું ઝેરી પ્યાલું જમીનપર ઢોળી નાંખ્યું અને કહયું કે "લુચ્ચા દુશમન! તારા વેષ છતાં હું તને ઓળખું છું. તું ચાહે એ રૂપે આવતાંબી હું તને ઓલખીશ. તારી નીશાણીઓ હું હોરમઝદની બશારતથી જાણી શકું છું, જા અને ફરીને એવાં પાપ કરતો ના."

બરતરશે પોતાના સાથીઓને એકઠા કીધા અને ઝરથુસ્ત્ર સાહેબના બાપ પઉરૂષસ્પને પણ પોતાની સંગમાં લીધા કે ઝરથુસ્ત્રનુ દરદ સાજું કરવું. ગાફેલ પઉરૂષસ્પે બરતરશને પાતાને ઘેર ઇજન કીધું. ખાણા પછી પઉરૂષસ્પે બરતરશને જણાવ્યું કે "મારા બેટાને જે દવા વડે તું સારો કરવા માંગે છે તે બતાવ." ઝરથુસ્ત બોલી ઉઠયા કે "આ લુચ્ચા જાદુગર પાશેથી કશુબી માંગતા ના. જો આ દુષ્ટ આદમીની રાહે તમો જશોતો તમારૂ નુકસાન તમારે હાથેજ તમો કરશો. મારી સલાહ પ્રમાણે ચાલો!" બરતરશ તરત ઉશકેરાઇને બોલ્યો, "તું નાદાન છે. તને મારી શકતીનું હજુ ભાન નથી, તને તે શકતી બતાવું? તું મારી ગીન્નશ કરે છે તો હું દુન્યા સનમુખ તારે સારૂં બુરૂં બોલી તને હલકો પાડીશ. તારાં શીક્ષણનો હું વીરોધી થાઉં છું." ઝરથુસ્ત્રે ગરમ થઇ જવાબ આપ્યો, "તારા જુઠાણાંથી મારૂં બુરૂં થનાર નથી હું સચ્ચાઇને વળગી રહીશ. રહીશ. એટલે તું તારૂંજ પત ગુમાવશે. તારી તંદુરસ્તીનો નાશ થશે અને તારી શકતી તુટશે. તારા સાથીઓને નાશનો માર્ગ ના દર્શાવ. જા." બરતરશ આટલું સાંભળીને ચાલી ગયો. ઝરથુસ્ત્ર સાહેબમાં બાળક છતાં અત્યારથીજ પયગમ્બરની રોશની ચમકવા લાગી.

તે દીવસથી બરતરશની શકતી ઘટવા લાગી ને ત્યારબાદ તેને માંદગી લાગી આવવાથી તે મરણ પામ્યો મરણ કાંઠે ઝરથુસ્ત્ર સાહેબની બશારત તેણે કબુલ રાખી, પંદર વરસ સુધી આ તરેહના ઝરથુસ્ત્ર સાહેબ ઉપરના હુમલાઓ ચાલુ રહ્યા હતા પણ તેઓ તેથાં ડર્યા નહીં.

## ઝરથુસ્ત્ર સાહેબ ગુફેનશીન.

પોતે ભકતી કરવા તેમજ પોતાનાં શીક્ષણનો ફેલાવો કેવી રીતે કરવો તેનો ઉંડો વીચાર કરવા પોતે એક ગુફા યા જંગલમાં રહેતા અને ત્યાં મીથ્રની આરાધના કરતા કે જેને અહુરમઝદનું પહેલું સ્વરૂપ કરીને જણાવવામાં આવે છે. આ ગુફો ઉષીદહેન નામનાં પહાડમાં આવ્યો હતો. અહીંયાં ગુપ્તમનન વખતે તેમને ખુદાઇ બશારત થઇ હતી.

અહીંયાં ૩૦ વરસસુધી તેઓએ પોતાની જીંદગી ગાળી હતી. જ્યારે પોતે આ ગુફો છોડી બાહેર નીકળતા ત્યારે સઉને–શું અદના કે આલા, શું ગરીબ કે તંવગર–તે સર્વેને સચ્ચાઇનો માર્ગ શીખવતા કારણ કે દરેક ઠેકાણે અજ્ઞાનતાનું અંધારૂં પંથરાયલું હતું. દુષ્ટતા, અપવીત્રતા અને વ્હેમથી દુન્યા ભરપુર હતી. જયાંબી ઝરથુસ્ત્ર સાહેબના પેગામ સાંભળનારાઓ એકઠા મળતા ત્યાં તેઓ સચ્ચાઇનો રાહ બતાવતા. એ રીતે તેઓ વધુ ડહાપણ અને કીર્તી મેળવતા ગયા. એ વખતે એમનો મોટો કાવત્રાંબાજ અને શતરૂ રાજા દરાંસરૂન મરણ પામ્યો હતો અને દેવદરૂજોનો દોર હવે તુટયો હતો.

## ઝરથુસ્ત્ર સાહેબનું ઇરાન તરફ ફરવું.

ઝરથુસ્ત્ર સાહેબ હવે ૩૦ વરસની ઉમરના થયા અને પોતે ઇરાન વતન જવા તઇયારી કીધી. માર્ગમાં દર્યો આવ્યો અને પોતાની સાથે કુટુમ્બનાં માણસો હતા એટલે વહાણ જોઇએ તે ન મળવાથી તેઓ બધાં કીનારેજ થોભી ગયાં પણ જેમ પાછલા કાળમાં ઇસુ ખ્રીસ્તે ગેલીલીના દર્યાને હુકમ કીધો હતો કે "શાંત થા" તેમ ઝરથુસ્ત્ર સાહેએ દર્યાને હુકમ કીધો કે "પાણીની વચ્ચે માર્ગ થા" એટલે પાણી બે ભાગમાં વ્હેંચાઇ ગયું અને આખું કુટુંબ પેલે પાર પોંહચી ગયું.

માર્ગમાં રાત્રે મુકામ કીધો અને રાત્રે ઝરથુસ્ત્રને એક ખાબ

આવ્યો જેમાં તેવણને જણાયું કે પુર્વ તરફથી મોટું લશકર ચઢી આવે છે અને તેમના માર્ગમાં અટકાવ નાંખે છે. જ્યારે પોતે લાચાર થઇ જાય છે ત્યારે દક્ષીણ તરફથી એક બીજું લશકર ચઢી આવે છે અને બન્ને વચ્ચે મારામારી ચાલે છે. મારામારીમાં પુર્વ તરફનું લશકર હાર ખાય છે. એનો અર્થ શો હશે તે જાણવા સારૂ પયગમ્બર સાહેબે ખુદાની બંદગી કીધી. ખુદા તરફથી ગેબી બશારત થઇ કે જે રસ્તો તેવણે ધર્યો હતો તે રસ્તો તેવણે પસંદ કીધો હતો, પણ આ હવે બંધ થઇ ગયા છે અને જે ખુલ્લો હતો તે માર્ગ ખુદા તરફ જવાનો છે; અને જે શીક્ષણ પરવરદેગાર આપશે તેજ શીક્ષણ તેઓ ફેલાવી શકશે. જ્યારે બીજાં કુટુંબીઓ ખાણીપાણીમાં પડયાં હતાં ત્યારે ઝરથુસ્ત્ર સાહેબ પોતાનો બશારત પામેલો માર્ગ શોધવા એકલા નીકલી ગયા.

## દાયતી સરોવરપર ચમત્કાર.

એમ કરતાં દાયતીનાં સરોવર આગળ તેઓ આવ્યા. એના ચાર ફાંટા હતા ફીરેસ્તાઓ તેમની દોરવણી કરતા હતા એટલે તેમને કશી ધાસ્તી નહોતી ચાર ભાગમાં પાણી વ્હેંચાઇ ગયાં હતાં તેનું કારણ શું? દંતકથા કહે છે કે તેનું કારણ એમ કે "મજહબ ચાર વખત સજીવન થશે અને ચાર મહાત્માઓ તે શીખવશે. તે ચાર તે કોઇજ નહીં પણ શાહવરજાવંદ; અસ્ફન્તમાન હુશીદ્ર માહ, હુશીદ્ર અને સઓ ષોશ." ઝરથુસ્ત્ર સાહેબ પાણીની સપાટી ઉપરથી ચાલી ગયા અને સામે પાર પ્હોંચ્યા. ત્યાં જઇને બંદગીમાં મશગુલ થાય છે કે બહમન અમશાસ્પંદે તેમને દેખાવ દીધો.

## હઝરત ઝરથુસ્ત્રને થયલી બશારત.

અમશાસ્પંદે કહયું કે "અય મુસાફર! તારી શી ઇચ્છા છે?" ઝરથુસ્ત્ર સાહેબે ઉંચે જોઇ રોશનીના ઝરા તરફ આંખો કરી કહયું કે "હું અહુરમઝદનું ફરમાન શું છે તે જાણવા માંગુ છું.

હું સત્ય શોધું છું કે જેનો ફેલાવો કુલ જેહાનમાં કરૂં. ઓ ફીરેસ્તા! મારી રાહબરી કર."

અમશાસ્પંદે કહયું કે "તારી આંખો બંધ કર અને મારી પયરવી કર."

પછી ઝરથુસ્ત્ર સાહેબને જાણે કોઇ આસ્માની પક્ષી ઉંચે લઇ જતું હોય એમ અંદરથી લાગ્યું. પછી તેઓએ યારે આત્મીક આંખો ખોલી ત્યારે તેમને જણાયું કે પોતે બહેસ્ત મુકામમાં ફીરેસ્તાઓની મજલીસમાં છે અને પોતે તો જાણે એક છાયા મીસાલજ છે. ૨૪ પગલાં તેઓ આગળ વધ્યા તો ખુદાતાલા કે જે પવીત્ર રોશનીમાં ગરક થઇ બીરાજ્યા હતા ત્યાં તેઓ જઇ પ્હોંચ્યા. ઝરથુસ્ત્ર સાહેબ પોતે પરવરદેગારનાં તખ્ત આગળ નીચે સર ઝુકાવી ઉભા રહ્યા. તેવામાં એક દમદમાટવાળો આવાજ કેહેવા લાગ્યો કે "પુછ! જે પુછવું હોય તે." ત્યારે ઝરથુસ્ત્રે પુછયું કે "ખુદાતાલાએ બનાવલા પ્રાણીઓમાં સઉથી સરસ કયું"? ત્યારે પરવરદેગારે જવાબ દીધો કે "જે દીલમાં સખાવતી છે. જે જ્ઞાન મેળવે છે તે બીજાને આપે છે, જે દરેક જીગરને ખુશાલ રાખે છે, જે બડાઇ અને મગરૂરીને ધીક્કારે છે, જે માણસ અને જાનવર તરફ માયા રાખે છે, જે પાણી અને આતશની આરાધના કરે છે, તે સઉથી સરસ પ્રાણી છે. પણ જે ખુદાતાલાની મરજીને આધીન થતો નથી તેને સજા થશે. જા! જઇને ઇન્સાન જાતને આ શીખવ!"

બીજો સવાલ જે પયગમ્બર સાહેબે પુછયો તે એ હતો કે "પવીત્ર ફીરેસ્તાઓમાં સઉથી પેહેલો કોણ?" જવાબ મળતાં પયગમ્બર સાહેબે સઉ યાદ રાખ્યું. તેવણને શીખવવામાં આવ્યું હતું કે આસમાન તેમજ જમીનપર જે ચીજો હસ્તી ધરાવે છે તે તરફ ખુદા માયા રાખે છે, અને સઉથી બદતર છે તે અહેરમન છે જેના ચેલાઓ જેહામમાં રહે છે અને તેમને દેવો કરીને કહેવામાં આવે છે. એ ઉપરાંત તેમને દરેક સાયન્સ શીખવવામાં આવી હતી કે જેથી દરેક ડહાપણનું જ્ઞાન તેમનામાં આવી

રહયું. વળી તેમને દોઝખની પણ બશારત થઇ હતી કે જ્યાં અહેરેમને તેમને દુન્યાની દોલત આપવાની લાલચ દેખાડી પોતાના ચેલા બનાવવા બહુ કોશેશ કરી હતા પણ તે સઘળું ફોકટ ગયું.

પછી ઝરથુસ્ત્ર સાહેબ આ ધરતીપર પાછા ફર્યા અને ત્યાં તેઓએ એક પહાડ જોયો જ્યાં એક અવાજે તેમને ફરમાન કીધું "પહાડના બળતા આતશમાંથી પસાર થા? તને કશી પણ હયરાનગતી પ્હોંચશે નહીં." ઝરથુસ્ત્ર સાહેબે તેમ કીધું પણ તેમનો વાળ વાંકો થયો નહી. તે ઉપરથી તેમને જણાયું કે જે ખુદાપર એતેકાદ રાખે છે તેને મનથી પાણી શું કે આતશ શું તે સર્વે એકજ છે. એ તેઓ માણુસ જાતને શીખવનાર હતા. જેઓ પવીત્રતાનો માર્ગ છોડશે તેઓ આગમાં બળીને ખાક થશે.

## ઝરથુસ્ત્ર સાહેબને ફીરેસ્તાઓ સાથની મુલાકાત.

પોતે જ્યારે મીનોઇ મનન કરતા હતા ત્યારે ઝરથુસ્ત્ર સાહેબને લાગ્યું કે ખુદાતાલાની બંદગી સઉથી મોતેબર રીતે કેમ થઇ શકે તેમને જણાવવામાં આવ્યું કે જેમાંથી રોશનીનો ઝરો બાહેર પડે છે તેમાં ખુદાઇ તત્વ રહેલું છે; તેમાં ખુદા માલુમ પડશે; તે રોશનીને માર્ગે લોકો ચાલશે; જ્યારે અહુરમઝદનાં ફરમાનો પ્રમાણે ચાલવામાં આવે છે, ત્યારે અહેરેમન દુર થાય છે; રોશની સીવાય બીજું વધારે ઉત્તમ કશું નથી; જ્યારે સર્વે રોશની નહતી ત્યારે બહેસ્ત હસ્તીમાં આવ્યું હતું; દોઝખ અંધકારનું ધામ છે. એ મુજબ ખુદાતાલાએ ઝંદ અવસ્તાના કલામો લખાવ્યા કે જે જરથુસ્ત્ર સાહેબે યાદ રાખ્યા. ત્યારબાદ ગુસ્તાસ્પ કને જવાનું તેમને ફરમાન મલ્યું કે જ્યાં જઇ તેઓ ખુદાના કલામો તેને શીખવે તો દુન્યામાં માઝદયસ્ની દીનનો ફેલાવો થાય. તે વખતે જાદુગરો અને તેઓ સામે સાવધ રહેવાને તેમને જણાવવામાં આવ્યું હતું.

આ શાંત મનનથી તેઓ જ્યારે બેદાર થયા ત્યારે પરવરદેગારનો હુકમ બજા લાવવા તેઓએ કમર કસી, પોતે કામ

બજાવીને સમાધીમાં રહેતા અને ફીરેસ્તાઓ સાથે ગોફતેગો ચલાવતા. મેંઢા બકરાને ચરાવનારો રખેવાળ ફીરેસ્તો બેહમન કરીને હતો. તેણે પોતાનાં ઢોર હઝરતને સોંપ્યા અને હુકમ કીધો કે "ગાય ગોસ્પંદોની પરવરશી કરજે. તેમને મારતો નહીં. ખરેખરો ભરવાડ નીવડજે" આ ગાય ગોસ્પંદો તે માણસજાત છે.

ત્યારબાદ અરદીબેહેસ્ત અમશાસ્પંદ નજરે આવ્યા કે જે આતશની રખેવાળી કરે છે. તેણે ઝરથુસ્ત્રને હુકમ કીધો કે "આતશબહેરામો આદરાનો બાંધજે અને શાહ ગુસ્તાસ્પની પનાહમાં તે સોંપજે. તે આતશપર પાણી કે ખાક પડે નહી તેની નેગાહ રાખજે અને લાકડાં કે સુખડ વડે તે આતશને સદા જાગરત રાખજે આતશ—અહુરમઝદની રોશની આ દુન્યામાં છે, તેથી ગરમી મળે છે અંધકાર દુર થાય છે; માટે ઓ પરવરદેગારના પયગમ્બર! આતશની સદા જાળવણી કરજે!" આટલું બોલીને અરદીબેહેસ્ત યઝદ બેમાલુમ થયો.

શહેરીવર અમશાસ્પંદે જણાવ્યું કે "દરેક લડવઇયાએ પોતાનાં હથીયારો તેજ રાખવાં અને પોતાના દેશના બચાવમાંજ માત્ર વાપરવાં."

અસ્ફન્દારમદે સલાહ આપી કે "ઘરની આસપાસ કશો પણ કચરો કે ગંદકી કરવી નહી, ઘર આગળથી કચરો દુર કરવો અને તેમ કરવાથીજ ધરતી ફલદ્રુપ બનશે.

પછી ખુરદાદ અમશાસ્પંદના દીદાર થયા. તેણે પયગમ્બર સાહેબને પાણી, નદી, નાળાં વગેરે સોંપ્યાં, અને જણાવ્યું કે ઇન્સાનને શીખવવું કે આ પાણી વડે ખેતરો અને વાડીઓમાં નેહેરો ખોદીને તેમને ફળદ્રુપ બનાવવાં, પાણીથી ઇન્સાન, અનવર અને સઘળાં ઝાડપાત્રને જીંદગી મલશે. ચોખ્ખાં પાણીમાં કચરો નાંખવો નહી કે મુડદાં નાંખવાં નહી." આટલું બોલીને ખુરદાદ પણ બેમાલુમ થયો.

અમરદાદ ફીરેસ્તાએ આવીને પછી મઝહબ, ઇન્સાફ, પવીત્રતા વીષે ઝરથુસ્ત્ર સાહેબને એલમ આપ્યો.

આટલું શીખ્યા પછી પયગમ્બર સાહેબે પોતાના મજહબનો ફેલાવો કીધો અને ઇન્સાન જાત જે અંધકાર અજ્ઞાનતા અને પાપમાં તરફડયાં મારતી હતી તેમની મુકતી કીધી. ત્યાર પછીની કથા તવારીખી છે. પણ માઝદયસ્ની દીનના ચઢતા તબક્કામાં તે કુલ જેહાનનો ધર્મ હતો જેમાંથી બીજા ધર્મો પણ જન્મ પામ્યા હતા.' તેનો શીખવનારો મહાન પયગમ્બર અશો ઝરથુસ્ત્ર હતા. તેવણનું મરણ કેમ નીપજ્યું વીગેરે બાબદોનો અહેવાલ પુરતો નથી.

## અશો ઝરથુસ્ત્રના મુળ મજહબી નીયમો.

ઝરથુસ્ત્ર સાહેબે જે કાંઇ શીખવ્યું તે શ્લોકના રૂપમાં હતું અને તે ૨૧ નુસ્કમાં એટલે પ્રકરણોમાં હતું, જે ૨૧ નુસ્ક તે યથા અહુવઇર્યોના પવીત્ર કલામોમાં સમાઇ જાય છે. આ શ્લોક લાખ ઉપર હતા અને તેમાં વીદયાં, હુન્નરકળા, સાયન્સ, ધર્મ, નીતી વીગેરે સઘળું સમાઇ જાય છે પણ જ્યારે સેકન્દરે અને ત્યારબાદ મોહમેદીઆનોએ પર્સીપોલીસ બાળીને ફના કીધું ત્યારે આ જળવાઇ રહેલું ફના થયું અને જે કાંઇ રહ્યું તે ગાથા અને અરદશીર અને નોશેરવાનના જમાનામાં એકઠા થયલાં સાહીત્યના થોડાક ભાગ. એ વાંચતાં આપણને રોશન થાય છે કે ઝરથુસ્ત્ર સાહેબનામુળ મજહબી નીયમો બે મુખ્ય કલામોમાં સમાઇ જાય છે જે વોહુમનો—ભલું મન છે અને અષ એટલે અશોઇ છે જેનો અર્થ એમ થાય છે કે એવી તરેહની જીંદગી ગાળવી કે કુદરતના કાયદાનું ભંગાણ નહીં થાય અને માણસના આત્માને મોટામાં મોટું સુખ હાંસલ થઇ શકે. વળી પયગમ્બર હઝરત જણાવે છે કે આ ખલકતમાં સ્પેન્તોમઇન્યુશ અને અંગ્રેમઇન્યુશ બે નામની બે અણદીઠ શકતીઓ માણસ જાત ઉપર ઓસ્તવાર છે. પહેલાના પવીત્ર રાહ ઉપર ચાલ્યાથી નેકી અને સચ્ચાઇની બક્ષેશ થાય છે જ્યારે બીજાના માર્ગ ઉપર જવાથી ગુમરાહી દાખલ થાય છે.

# નેકી અને બદી.

દુનીયામાં જો ખુદાતઆલાનું સર્વોપરિઅળ હસ્તી ધરાવતું હોય તો પછી બદી અને બદફએલીઅતની તરીકતો હસ્તીમાં આવવાજ કેમ પામે? પણ જેમ નેકી અને સવાબ ખુદાની બક્ષેશો છે તેમ બદી અને ખરાબી તે સાહેબે માણસની વૃદ્ધીને માટે મુકરર કરેલા પ્રગટિકરણના ક્રમમાં જરૂરી જગ્યા લે છે. બદીના તબક્કામાંથી પસાર થઇનેજ સંપુર્ણ અષોઇ તથા હમેશગીના સુખને પહોંચી શકાય છે. સ્પેન્તો મઇન્યુષ અને અંગ્રેમઇન્યુષ બન્ને શકિતઓ પરવરદેગારનાં ઐકયમાંથીજ જન્મ પામી છે. ઝરથુસ્ત્ર પયગમ્બર સાહેબ એ બે શકિતઓની ફીલસુફી સાયન્ટીફીક ઢબ રચતાં જણાવે છે કે જગતમાં બે કાયદાઓ જેને સામસામેની શકિતઓને લગતા કાયદાઓ કહીએ તે હસ્તી ધરાવે છે—Law of Opposites—જો સાધારણ નજરે આસપાસની ચીજો યા સ્થિતિઓ તપાસીશું તો આપણને આ કાયદાનું સત્ય માલૂમ પડશે. હાની સામે ના, ઉપરની સામે નીચે; આસમાનની સામે ધરતી; પાણીની સામે અગ્નિ; વિગેરે, પણ પાણીને અગ્નિ, આસમાનને ધરતી વિગેરે એ સૌનો બનાવનાર એકવાહદજ છે અને તે ખુદાએતઆલા. નેકી સારી છે પણ સંપુર્ણ નેકીના માર્ગે જવા સારૂં બદીનો તરીકો જરૂરી છે અને જીવને આગળ વધારવાને અગત્યનો છે. નેકીનો સીધો અને સરળ રસ્તો રાજીખુશીથી અખત્યાર કરવાને ખાતર બદીના આડા અને ખડબચડા માર્ગ ઉપરનો દુઃખ ભર્યો અનુભવ લેવાની દરેક જીવને જરૂર છે. છતી આંખે અને છતી મગજ શક્તિની હાજરી છતાં બદીને માર્ગે જવામાં શો ફાયદો? કવિ સઅદી કહે છે કે "જે પયગમ્બરના માર્ગે જાય છે તે રાસ્તીનાં દ્વારે પ્હોંચે છે; જે પયગમ્બરથી ઉલટે માર્ગે જાય છે તે દોઝખ મુકામે લાગે છે." બદીનો તબકકો અનુભવ રૂપે જો કે જરૂરનો છે છતાં દરેક જીવે બદી સામ મજબુત લડત ચલાવવાની ફરજ સમજવી જોઇએ છે. જો બદીનો અંધકાર દુન્યામાં નહિ હોત તો પયગમ્બરોની

આ દુન્યામાં આમદ થાત નહિ, પયગમ્બરોનાં શીખ વચનો આપણને જાણવાનાં મળત નહિ અને દુન્યા ધર્મ, દયન, મજહબ વિગેરેથી બીગાની રહેત. એ મુજબ ત્યારે ધરતી પર અનેક વખત ફનાગીરી આવી હતી અને તે વખતે દયનો જાહેર પડયા હતા. બાઇબલમાં નજર નાખતાં માલૂમ પડશે કે જ્યારે લોકો અધમ, અજ્ઞાન અને દુષ્ટ બની જઇ પરવરદેગારની સામે બળવો ઉઠાવવા લાગ્યાં ત્યારે ખુદાએ એક મોટી રેલ મોકલી જેને The Deluge કરીને જણાવવામાં આવે છે. તે વખતે પયગમ્બર નુહ નોઆહ–Noah નો જન્મ મળ્યો હતો જેણે દુન્યાનો બચાવ કર્યો હતો. ઝરથુસ્ત્રી મજહબનાં કેતાબો જણાવે છે કે જ્યારે દાયતી નદી આગળ ઝરથુસ્ત્ર સાહેબ આવી પ્હોંચ્યા ત્યારે તેનાં પાણીમાંથી તેઓ જઇ નહિ શકવાથી પાણીને હુકમ કીધો ત્યારે તેમાંથી ચાર ફાંટાઓ થયા જેમાંથી પયગમ્બર સાહેબ પોતાનો માર્ગ કાપી શકયા હતા. આ ચાર માટેની સમજણ એમ આપવામાં આવે છે કે ચાર વખત એકનો એકજ મજહબ જૂદાં જૂદાં રૂપમાં જગત્‌માં બદીનો ફેલાવો વધી પડવાથી ફેલાશે. તે ચાર દયત તે કોઇજ નહિ પણ ઝરથુસ્ત્રી મજહબ જૂદાં જૂદાં આકારમાં ફરીને આ દુન્યા પર રજુ થયલો હોઇ શકે. વળી જો સાયન્સને વિદ્યાનાં ઊંડાણ-પણામાં ઉતર્યે તો રોશન થશે કે એકનો એકજ આત્મા જૂદાં જૂદાં રૂપોમાં દીદગાહ થાય એ પણ બનવા જોગ છે. જો કે એ બાબદ તકરારી ગણાશે છતાં એ વિષેનો અભ્યાસ ખીલે તો દુન્યાની ઐક્યતામાં લાભ કરે એ મકસદથી અત્રે એની નોધજ લેવામાં આવી છે.

એક પયગમ્બર હસ્તીવાળો માણસનાં શરીર રૂપ હોય છે કે ? એમ ફરીને સવાલ પૂછવામાં આવે છે.

## પયગમ્બરીનો અનુભવ.

જરથુસ્ત્ર સાહેબ એક જીવતા જાગતા પુરૂષ તરીકે થઇ ગયા હતા કે ? તેમના વિષે દંત કથાઓ કે ઐતિહાસિક કથાઓ ખરી હતી કે, એમ ફરીને પૂછવામાં આવે છે. તેની તપાસ લેતાં

આપણે જોઇશું કે પયગમ્બરીના પડછાયા હેઠળ દરેક આત્મા થોડે ઘણે અંશે પસાર થાય છે. આપણે વારંવાર આપણી સાંકડી જીંદગીના અનુભવની બારીક તપાસ કરીશુ તો આપણને જણાશે કે આપણે દરેક હસ્તી ભોગવતો આદમી થોડે યા મોટે દરજ્જે પયગમ્બરનો અંશ ધરાવતા થઇએ છીએ. આપણે જો આપણાં દરેક કામની અને વિચારની પવિત્ર મને અને નેક ઉધમથી નોંધ રાખીશું અને તેનું આપણા અનુભવનાં ત્રાજવામાં તોલ કરતા રહીશું તો એક આદમી બીજા તરફ મોટે નહિ તો નાને ભાગે પયગમ્બર બને છે યા બનતો હોય એમ દીસે છે. ઘણીક વખતે કુદરતના અમુક દેખાવો યા કુદરતના અમુક બનાવો પણ એજ રીતે આપણા જીવનમાં થોડા ઘણા આકારમાં મુક્તિ તરફનો આપણો માર્ગ સરળ કરી આપનારા થઇ પડે છે. તેમ અમુક ચોપડીઓ પણ પયગમ્બરી કરવાનો દાવો કરી શકે છે. જેવો જેનો જેટલો અનુભવ તેવો તેનો તેટલો બીજાની પયગમ્બરીમાંથી મેળવી શકાતો હિસ્સો અને લ્હાવો. કેટલીક વખતે ખુદ નાદાન બચ્ચાઓ તરફથી આપણને કુદરતનો પયગામ મળે છે—કુદરત કે જે માત્ર ખુદાના આત્માનું બાહેર પડતું સ્વરૂપ છે—કવિ કુપર કહે છે તેમ " Nature is the effect whose cause is God." મહાન ફીલસુફ એરિસ્ટૉટલ જણાવે છે તેમ આપણ સૌ સુખના માર્ગ તરફ ધસડાવા મથન કર્યે છીએ. સુખનો સેતારો જીંદગીનાં આસમાનમાં દૂરથી ઝળકે છે. આપણો માર્ગ તે તરફ છે; અને એજ આપણો માર્ગ દીપાવે છે. ફારસી કવિ નીઝામીના સખુનમાં બોલ્યે તો

**રાત ને દીન પેલો બાતેન ચેરાગ**
**દીપાવેછ સદા આપણો દુખ્યારો માર્ગ**

એ સુખ મેળવવા આપણે આપણી ઉપર અનેક કાર્ય બજાવતાં સાધનોની અસરો થવા દઇએ છીએ, જેમાં ખુદાતઆલા કુદરત, માણસ અને જાનવરો અને વનસ્પતિઓનો પણ સમાવેશ થાય છે. આ જગત્ ગોયા એક ભવ્ય સ્કૂલ છે જેમાં આપણે સર્વે

ચેલાઓ છીએઅને અનુભવ રૂપી શિક્ષણ દરેક ઠેકાણેથી મેળવ્યે છીએ. એ અનુભવનાં નાનાં મોટાં ચકરડાંઓમાં આપણે જેમ લપેટાયલા હોઇએ છીએ તેમ આપણી ઉપર ઉપલાં સાધનોની નાની મોટી અસરો થવા પામે છે. એ અસરો ખુદાતઅલ્લાના પયગામનાં પરિણામો છે; એ સાધનો તે આપણા નાના મોટા પયગમ્બરો કહેવાય દાખલો લેતાં આપણી બામદ વધુ ખુલ્લી થવા પામશે. એક આદમી ગમીમાં ગીરફતાર થયલો હોય છે, દુન્યા તેનાં મનથી અકારી હોય છે, પરવરદેગાર પાસે ગોયા મોત માંગે છે પણ, સબર ! એક દહાડો રસ્તામાં જાય છે, એક દોસ્ત મળે છે, પોતાના મિત્રને જોઇને તે બીજો દોસ્ત દુખી થાય છે પણ તેની જીંદગીના અનુભવે તેને ખુશહાલ ચહેરાનો અને દુન્યામાં મોજ માનનારો બનાવ્યો છે એટલે પોતે વાતચિત કરતાં એક આડકતરો સખુન નાંખી દે છે અને જણાવે છે કે, " અઝીઝ ! એ તો માત્ર એક તબકકોજ છે કે જે દરમ્યાન તને દુઃખનો અનુભવ થાય છે, પણ વાદળું ખસી જશે અને આફ્તાબ રોશન થશે મને એમજ થયલું અને હાલ હું ખુશહાલ છું. " તરત પેલો આદમી પોતાના અનુભનાં ચકરાવાને પેલાના અનુભવનાં વતુંળ સાથે મેળવી દે છે અને ખુલાસામાં પરિણામ ખેંચે છે કે દુઃખનો તબકકોજ માત્ર ટુંકી મુદ્દતનો છે. દુઃખનો સિયાહ પડદો ફેંકી દે છે અને સુખનો માગ તેને દીઠે છે. એટલા તબકકા માટે પેલો તેનો મિત્ર તેને રાહબર થયો તેને તે આભારી રહેશે અને તેનાં માથાં પર તેને ફીરેસ્તા દાખલ માનશે. બેશક તેનામાં આભાર માનવાનો ગુણ હોય તોજ. ખુદાતઆલા એ રીતે સર્વે ઠેકાણે આપણી નજરો નજર સનમુખ મિત્રો રાખે છે, તેનો છાપ આપણાં પર ચાલુ પડતો રહે છે, શું માણસ જાતનાં કામોમાં કે શું જાનવરોની હિલચાલોમાં યા શું કુદરતની બીજી બનાવટોના આવભાવમાં—ને જો દરેક બારીક રીતે પરીક્ષા કર્યે તો દર પળે પરવરદેગાર માણસ જાતનાં પવિત્ર મનને અને નીખાલસ દીલને પોતાના સંદેશાઓ પ્હોંચાડતો રહે છે. જેમ ઇન્સાનની તરીકતો બદફએલથી ભરપૂર હોય છે, જેમ તેની

જીંદગી દુર્ગુણોના કાદવથી ગલીચ થયલી હોય છે અને જેમ તે વધારે ને વધારે ગેતી અને મીનોઇ જેહાનમાં ઊંડો ઉતરતો રહે છે તેમ તેને એ અચાનક સંદેશાઓ વધુ ચાનક રૂપી ધારણ થઇને તેને પ્હોંચે છે, તેમ ખુદા પોતાની બનાવટો મારફતે પેલા ઇન્સાનને વધુ દીદગાહ થાય છે, તેમ પરવર્દેગાર પોતાની માયા અને પ્રીતિ પેલા પાપી તરફથી છોડતો નથી. બલ્કે વધુ પ્રમાણમાં તે દર્શાવે છે અને તેને અવારનવાર દરેક ઠેકાણેથી છુપા, ગુહ્ય પયગામો પ્હોંચાડતો રહે છે. જ્યારે ઉપલા દાખલામાં આપણો દુ:ખી આદમી પોતાના મિત્રનાં બાનેનમાંથી સુખના ચેરાગનું કીરણ જુએ છે ત્યારે તે કીરણ તે મિત્રનું નથી પણ પરવરદેગારનું છે; માટે તેનો છુટકારો થતાં તે પરવરનું તેણે પહેલું અને વધુ અહેસાન માનવું જોઇએ છે. જ્યારે આપણો ઉપરનો દુ:ખી સાથી ચોપાન્યાંનાં વાંચનથી દુ:ખમાંથી ફારેગ થાય છે ત્યારે તે વાર્તાનવેશ તેને મનથી કોઇજ નથી પણ પરવરદેગારના પયગામનો લાવનાર છે; એટલે પરવરદેગારેજ પેલા મિત્રને છોડવવા તેને મોકલ્યો એમ ગણાય. માટે ખુદાનું અહેસાન તો પહેલી તકે અને પવિત્ર દીલે માનવું જોઇએ.

## ઝરથુસ્ત્ર એક પયગમ્બર—ફીલસુફીની રાહે.

એજ વિચારો અને તર્કો આપણે નાના અને સાંકડા અનુભવનાં વર્તુળ પરથી મોટા પર લંબાવીશું તો આપણને પયગમ્બર આ દુન્યામાં માણસનું રૂપ ધારણ કરી ખુદાતઆલાનો આત્મા લઇને આવી શકે એમ માનવાને કારણ રહે છે. જેમ એક માણસનાં મનને અંધકાર છે તેમ ધારો કે એકસો યા એક હજાર આદમીનાં ટોળાંને તેવો અંધકાર કે તેવું અજ્ઞાનપણું છે કે જેને લીધે તેઓ સઘળાં સહન કરે છે; ત્યારે તેઓમાં એક એવો આદમી પેદા પડે છે કે જે સર્વેની રાહબરી કરે છે અને પેલાં ગોથાં ખાતાં પ્રાણીઓને નીચેનાં નીચાણમાંથી ઉંચાઇ પર લઇ જાય છે, જ્યાં તેઓ સુખ અને જ્ઞાનનો સેતારો જોઇ શકે છે. આ આદમી પેલાં હજાર યા સોનો પયગમ્બર બને છે. એ રીતે આપણું

કુટુમ્બો જોઇશું તો તેમાં બી એક એવા અદ્ભુત શક્તિ ધરાવનારો શખ્સ જન્મ લે છે કે જે ગોયા કુટુમ્બના સેતારામાં ફેરફાર કરી નાંખે છે. તેથી કુટુમ્બના સઘળાં સભાસદો તેને પૂરતું માન અને ચાહ આપે છે.

હજી પ્રમાણુ વધારીશું તો આપણે એક લાખ કે દશ લાખ આદમીના દેશની વાત લઇશું. ત્યાં ધારો કે રાજ્યદ્વારિ બાબદોમાં દેશ પાછળ છે, લોકો આગળ વધવા માટે અફડાતફડી કરે છે, નિર્ધનતામાં લોકો સબડે છે. તેવામાં એક આદમી કે જે દેશનાં રાજ્યદ્વારિ પ્રકરણોનો અભ્યાસી છે, જેણે વકતા તરીકેની શક્તિ ખીલવી છે, જેણે રાજ્યદ્વારિ લેખક તરીકે દેશ તેમજ રાજાને પોતાને ઉપયોગી બનાવ્યો છે તે પ્રજા સનમુખ આવીને તેમનું તારણ કરવા જણાવે છે ત્યારે લોકો તેનામાં વિશ્વાસ મૂકે છે. તેનું પુરૂષાર્થ આકર્ષક છે, તેની રોશનીની જાળમાં સર્વે અંજાઇ ગયાં છે. તે આવી રાજા અને પ્રજા વચ્ચે સામાધાન કરાવે છે અને દેશને આગળ વધારવામાં મદદગાર થાય છે. દેશનું ટૂંકમાં તારણ કરે છે.

ત્યારે સાર એટલોજ કે પયગમ્બર અબોઇની ઉંચ ટોંચે પુગેલો એક મહાન પુરૂષ હોય છે. તે અમુક સુધારાઓ વધારાઓ કરવા જન્મ લે છે. જયારે ધરતીપર અધર્મ જણાય છે ત્યારે તે ખુદાનું રૂપ માણસના અવતારમાં અત્રે જન્મ લે છે. જીંદગીના દરેક વિષયમાં તેનો રાહબર હોઇ શકે છે. ખુદાતઆલાની મહેર કદાબી આ જગતમાં ઓછી થતી નથી તેથી દરેક વેળાએ દરેક ઠેકાણે નાના મોટા આકારમાં તેનો અંશ માણસનાં શરીર રૂપે જાહેર થાય છે. જેમ બાબદ ઊંચી અને લોકો વધારે તેમ પયંગમ્બરનો પયગામ ઊંચો અને જાવેદાન હોય છે. જેઓ ધર્મના સુધારા કરી ગયા તેઓ સર્વેથી ઉંચો દરજ્જો ધરાવશે કેમકે દયન સૌથી મહત્વવાળી ચીજ છે.

ત્યારે આ સાધારણ રીતે સમજ પડે એવું છે કે ઝરથુસ્ત્ર સાહેબ એક પયગમ્બર તરીકે થઇ ગયા હતા. તેઓએ દયન જે

મઝદયસ્ની દયન કરીને આજે બી જાયઝ છે તે શીખવી હતી અને તેમની પયગમ્બરી ઘણુંા બુલંદ પ્રકારની હતી કારણુ કે પારસીઓના ચાલતા દિવસોમાં આ મજહબે મોટો ફેલાવો કીધો હતો. ઝરથુસ્ત્ર સાહેબ એક દંત કથા રૂપી નહિ, એક સાધારણ સમજ શક્તિવાન નહિ, એક તવારીખી ફીલસુફ તરીકે નહિ પણ મહાન પયગમ્બરના રૂપમાંજ જન્મયા હતા. પયગમ્બરી અને પયગમ્બર અશક્ય નથી એમ જો માન્યે તો હવે આપણે ઝરથુસ્ત્ર સાહેબની એક મહાન પયગમ્બર તરીકે ઓળખાણ કરીશું.

## એક મહાન પયગમ્બરના ગુણો.

આપણે ઉપલા દાખલાઓ જોયા તેમાં જેમને આપણે પયગમ્બરો તરીકે ઓળખાવ્યા છે તેમને વ્હેવારૂ ભાષામાં પયગમ્બરો નહિ પણ માત્ર રાહતના લાવનારાઓ, ટુંક વખતને માટે નાના અનુભવોનાં વર્તુળમાં મદદગાર થનારા માલેકો બલ્કે રાહબરો તરીકે ઓળખાવીશું. પયગમ્બરનો માનવંત એલ્કાબ તો ફક્ત જેઓ ખુદાઇ બશારત પામીને આ દુન્યામાં ઘણુ કરીને મજહબી સુધારાઓ કરીને ખુદા તરફનો રાહ રઓશન કરે તેમનેજ લાગુ પડી શકે, દાખલા તરીકે જેઓનો અનુભવ બહોળો હોય, જેઓ માણસનાં દરેક કામકાજથી વાકેફ હોય જેઓ માણસ જાતને દયનની નવી અને ઉમદા તરીકતો શીખવી શકે, એક ઊંચાં ભૂવનમાંજ રહી ખુદાની ગેબી શકિતઓ પામીને જે કામ સાધારણ ઇન્સાન નહિ કરી શકે તે કરી બતાવે અને ઇન્સાનનાં જીગરનાં સૂકાનને ફેરવીને તેમની કીસ્તી ખુદાનાં દર્યાબાર તરફ હંકારી લઇ જાય તેમને પયગમ્બરો તરીકે ઓળખવાનો આપણો હક્ક છે, બલ્કે તેઓને ઓળખવાનો હક્ક છે. એક મહાન પયગમ્બરે દીનનો ફેલાવો કરવો જોઇએ છે; તેની દીન બહોળા વિસ્તારમાં કબૂલાવી જોઇએ; તેની દીન જાવેદાન રહે એવા પાયા ઉપર રચાવી જોઇએ. એક પીથાગોરાસ, કે એક પ્લેટો કે એક સૉક્રેટીસ કે એક બહાઉલ્લા પયગમ્બર નહિ પણ ફકત રાહબરો, ફીલ્સુફો, દાનાવો તરીકેજ પીછાણી શકાય પણ તેમને પયમ્બરીનો હક્ક આપવો નામુના સેબ

છે તેઓને મહાન પુરૂષો તરીકે ઓલખી શકયે પણ જ્યાં પયગમ્બર અને મહાન પુરૂષ વચ્ચે તફાવતની સીમા આવે છે ત્યાં આગળ આવી તેઓ અટકી ગયા હતા. તેઓની અંદરની ગુહ્ય શક્તિ–inner vision હદ મહેદુદ હતી એટલે તેઓએ જોકે રોશની ફેલાવી પણ તે જ્ઞાન અને ફીલ્સુફીનીજ, તેમની બશારત તેમના ટૂંક સમાધીનાં પ્રમાણમાંજ હતી. તેઓ ઇન્સાનનું ભલું કરી શકયા હતા પણ ખુદાની મુલાકાત લઇ શકયા નહોતા. તેઓ મહાનતાની પદવીએ પ્હોંચ્યા હતા પણ પયગામ લાવવામાં હાર્યા હતાં. સેન્ટ પોલ કહે છે તેમ તેઓ અંધકારના જમાનામાં રોશની માટે ફાં ફાં મારનારા હતા–they were seeking for the light in the midst of darkness if haply they could feel after it. આથી ઝરથુસ્ત્ર સાહેબને મહાન પુરૂષની સીમા આગળજ લાવી મૂકવામાં આપણે બુરૂં કરીશું. તેઓ એક પગલું આગળ વધ્યા હતા અને ખુદ યઝદોના દીદગાહ તેમને થયા હતા અને તે બાદ તેઓએ ગાથા અને માથ્રવાણીમાં આ જગતને ઉત્તમ કલામો કહ્યા હતા તેથી તેઓ પયગમ્બરો બલ્કે મહાન પયગમ્બરોની સંફમાં આવી શકે છે.

ઝરથુસ્ત્રે દીનનો ફેલાવો કીધો હતો એ બીના તેમને એક મહાન પયગમ્બર તરીકે ગણાવા માટે પૂરાવારૂપી છે. તેમની દીન તે મઝદયસ્નની દયન તરીકે ઓળખાય છે કે જેમાં તેઓએ ખુદા પરસ્તી, એકીશ્વરવાદ અને રાસ્તીનો બુલંદ માર્ગ દેખાડયો છે જ્યારે બૂત પરસ્તી અને અનેકીશ્વરવાદનો બહિષ્કાર કીધો છે.

## ઝરથુસ્ત્રના મોજેજા.

પણ પયગમ્બરની પંક્તિએ પ્હોંચવા પહેલાં પયગમ્બરે પોતાની લાયકાતો ઇન્સાન જાત સનમુખ પૂરવાર કરેલી હોવી જોઇએ બીના ધ્યાનમાં ઉતરી જાય એવી છે. ખુદ પુરાતન જમાનામાં કે જ્યારે ઇન્સાન પ્રગટિકરણની બહુ ઉતરતી હાલતે હોય છે ત્યારે તેની માન્યતાને માટે ઇન્સાનને પૂરાવાની જરૂર હોય છે કે જે પુરાવાને મોજેજાની ઉપમા આપવામાં આવે છે.

એ મોજેજાઓ આજેબી હસ્તી ભોગવે છે પણ તેને તે એલ્કાબ આપી શકાતો નથી કેમકે તે કાંઇ ખુદાઇ રાહપર આગળ વધારવા માટે નહિ પણ દુન્યવી સગવડતાઓમાં વધારો કરવા માટે છે; દાખલા તરીકે માણુસનાં શરીરને લગતી વિદ્યા, એરોપ્લેન, તરેહવાર શોધખોળો વિગેરે. ઝરથુસ્ત્ર સાહેબે મોજેજાઓ કીધા હતા અને ઊંચામાં ઊંચા ભુવનના અનુભવ હેઠળથી પસાર થયા હતા. દીનકર્દમાં જણાવ્યું છે કે જન્મ વખતે ઝરથુસ્ત્ર સાહેબે ખુશહાલી દર્શાવી હતી. "ઝરથુસ્ત્રનામા" માં કહ્યું છે કે ઝરથુસ્ત્રના પેદર પૌરૂષસ્પ પોતે દેવો અને દરૂજોથી પરહીઝ નહિ હતા છતાં યાતુ—જાદુગરોનો દોર પયગમ્બરે તોડયો હતો; અને જ્યારે દરાંસરૂને ઝરથુસ્ત્રને ઝબેહ કરવા હાથ ઊંચકયો હતો ત્યારે તેનો હાથ શૂન્ય મારી ગયો હતો. જ્યારે બાળક ઝરથુસ્ત્રપર આતશમાં નાંખીને, વરૂઓનાં ટોળાંઓમાં નાંખીને, ગાય ઢોરોનાં ટોળાંઓમાં નાંખીને વિગેરે અનેક હાદેસાઓ પડયા હતા ત્યારે પરવરદેગારે તેમનું રક્ષણ કીધું હતું. એજ રીતે ૩૦ વર્ષ પહેલાં અનેક બીકટ અનુભવ હેઠળથી પસાર થતાં પરવરદેગારે તેમને બચાવ્યા હતા એમ દીનકર્દ અને બીજાં પહેલવી પુસ્તકોમાં જણાવવામાં આવ્યું છે. શાહરેસ્તાની નામનો એસ્લામી ગ્રંથકાર જણાવે છે કે દીનાવરની અંદર એક આંધળાને ઝરથુસ્ત્ર સાહેબે સાજો કીધો હતો.

ત્યારબાદ ત્રીસમે વર્ષે જ્યારે શાંત મનન પછી પયગમ્બર સાહેબે પોતાની દયન જાહેર કીધી તે વેળાએ મુસાફરી કરતાં એક દર્યા આગળ આવી પ્હોંચતાં તેનાં પાણીને રાહ આપવાને હુકમ કીધો અને પાણી ખસી ગયાં. ઇરાન સરઝમીનમાં દાખલ થતાં જ્યારે પયગમ્બર સાહેબે અમેશાસ્પંદ વોહુમનો સાથે મશવરત કરી પૂછ્યું કે આ જેહાનમાં સૌથી શ્રેષ્ટ માણુસ કોણ? ત્યારે અહુરમઝદદે જવાબ આપ્યો કે અશોઇવાળો નર સૌથી શ્રેષ્ટ ત્યારબાદ મોજેજાની તઅલીમ ખુદ પયગમ્બર સાહેબને તેના પુખ્ત આકારમાં મળી. તેઓ બળતા પહાડમાંથી વગર

હરકતે પ્રસાર થાય છે, તેઓનાં શરીરપર ધગધગતો અંગાર રેડવામાં આવે છે પણ તેઓ એ પરીક્ષામાંથીબી પસાર થાય છે. ત્યારબાદ પરવરદેગાર તેમને અવસ્તા કલામો સપુરદ કરે છે. પછી ઇઝદોના દીદગાહ થાય છે. યસ્તમાં ખુદા સાથે હઝરતની સીધી મુલાકાત વિષે બ્યાન કરવામાં આવ્યું છે. ગાથામાં તે મુલાકાત અને તે દરમ્યાન પરવરદેગાર સાથે થયલી ગેબી વાત-ચિતોનો એન્તેખાબ આપણી સનમુખ મોજુદ છે. ઝરથુસ્ત્ર-નામામાં મોજેજામાં તેમજ એસ્લામી લેખક મીરખોન્દ પણ એ મોજેજા બાબે એશારા કરે છે. ત્યાર પછી શાહ ગુસ્તાસ્પની દરબારમાં જવાનું પરવરદેગાર તરફથી ફરમાન મળે છે. તેમાં ફતેહ મળે તે સારૂ પયગમ્બર સાહેબ અરદીસૂરની મદદ ચાહે છે. દરબારમાં તેમના ઉપર જાદુગાર તરીકે તોહમત મુકવામાં આવતાં ત્યાં આગળ એક ઘોડા પર પયગમ્બર સાહેબ મોજેજો કરે છે અને તેનાં શરીરમાં તેના ઘસી ગયલા પગને પોતાની શકિતથી બાહેર કાઢે છે. ગુસ્તાસ્પ શાહ પયગમ્બરની દયનમાં યકીન ધરાવીને ઝરથુસ્ત્ર સાહેબે શરબત આપ્યું છે તે પીએ છે કે તરત ગુસ્તાસ્પને બહેસ્તના દીદાર થાય છે. અસ્ફન્દીઆરને દાડમ ઉર્ફે અનારના દાણા આપે છે કે તેનું શરીર હરવેસ્પતવાના થાય છે; જામાસ્પને અત્તર આપે છે કે તેને જ્ઞાનની રોશની મળે છે; પેશોતનને દુધનો પ્યાલો પાય છે કે તેને અમ ગીનું સુખ હાંસેલ થાય છે. મીરખોન્દ પોતાની તવારીખમાં જણાવે છે કે ઝરથુસ્ત્ર સાહેબ આતશના ગોળાને કશી પણ ઇજા વિના હાથમાં ધરતા હતા. પયગમ્બરની પનાહ હેઠળ ખુદ શાહ ગુસ્તાસ્પમાં પણ કાંઇક અંકે મોજેજાની શકિત આવી હતી. અવસ્તાના તઅવીઝ કલામોમાં ગ્રાંથવાણીના ગુણો હોય છે એમ જણાય છે. ગુસ્તાસ્પે કીસ્મીરમાં સરોવરનું ઝાડ રોપ્યું હતું તે ફીરદોસી જણાવે છે કે એટલું ઉચુ ઉગ્યું હતું કે તેના ઉપર કોઇથી કમરંદ બી નાંખી શકાતો નહિ. જ્યારે મોસ્લીમ રાજ્યમાં ખલીફ મુતલક્કલે ઝાડ કાપી નાંખ્યું હતું ત્યારે

તેની તળે હજારો જાનવરોતડમાંથી બચાવ સારૂ છાંયડામાં બેસતાં
આ બધા મોજેજા પયગમ્બર સાહેબની લાયકાત પુરવા
કરે છે. વળી એ તો આપણાં ફના થયલાં શાસ્ત્રોમાંથી જે કાંઇ
બચ્યું છે તેનીજ ચુખ્ખી ગવાહી છે; પણ જો વધુ કાંઇ બચ્યુ
હોત તો આપણી દલીલો વધુ મજબુત બનત.

## મઝદયસ્ની દયનની રચના.

જે મઝદયસ્ની દયનનો પયગામ હઝરતે અત્રે પ્હોંચાડયે
તેની ખુદ રચના તપાસીશું તો આપણને માલૂમ પડશે કે તે
એટલી બહોળી, એટલી ઉમદા અને એટલી ઉત્તમ છે કે તે વિ
આજ સુધીમાં જેહાનમાં કોઇએ પણ આડો સખુન વટીક કાઢયે
નથી ખુદ ઇરાન વેજના દુશ્મનોએ, ઝરથુસ્ત્રી એલમન
વિરોધીઓએ પણ આ ખાલેસ દીનની જાબજા તારીફ કીધી છે
જેમાં એસ્લામીઓ, ગ્રીક અને રોમનો વિગેરેનો સમાવેશ થાય
છે. મઝદયસ્ની દયન સૌથી વધારેમાં વધારે વ્હેવારૂ છે યાને
આ જાગૃતિ ભરી દુન્યામાં તેની તરીકતો સૌથી વધારે લાગુ પડતી
અને ઉપયોગી થઇ પડે છે. પારસીઓ હિંદમાં શું કે પોતાની
માદર ઝમીનમાં શું એ સર્વે ઠેકાણે પોતાને એક વ્હેવારૂ કોમ
તરીકે બનાવી શકાય છે તેનું શું કારણ તેમનો મજબહ પોતે
નહિ હોય ? આ દુન્યામાં રહીને પોતાનું તેમજ જગતનું વધતામાં
વધતું ભલુ કેમ કરવું તે જે મજહબ શીખવે તેને વ્હેવારૂની
ઉપમા આપી શકાય. વળી તે મજહબના શીક્ષણો સીધાં, સરળ
અને સહેલાં હોવાં જોઇએ. આ બધી ફરજો મઝદયસ્ની દયન
અદા કરે છે. તેનાં મુળ શિક્ષણોમાં અપ, રાસ્તી અને વોહુમન
આવી જાય છે. તેનાં મુળ નિયમો હુમત, હુખ્ત, હુવરષ્ત એટલે
ભલા વિચારો, ભલા સખુનો અને ભલાં કામો ઉપર રચાયલા છે
ઝરથુસ્ત્ર સાહેબ ફરમાવે છે કે આ ખલકત કે જેને પરવદેગારે
બનાવી છે તેમાં માણસ જાતનો એક અંશ તરીકે સમાવેશ
થાય છે. જેમ બીજાં પ્રાણીઓ તેમ ઇન્સાન જાત ખલકતના
બંધારણમાં અને તેની બનાવટમાં મદદગાર થાય છે અને તે મદ

કાર્ય રૂપી મળી શકે છે માટે જ્યાં સુધી કામ શ્રેષ્ટ હોય નહિ ત્યાં સુધી ઇન્સાન જગતને બહેતર બનાવી શકતો નથી. કામને માટે નેક વિચારો પહેલા જરૂના છે.

## વહુમનો અને અષ.

એથી હઝરત સાહેબ ગાથા કે જે પયગમ્બર સાહેબના પાક ઇલમનું પુસ્તક ગણાય છે ત્યાં વોહુમનો માંટે વારંવાર પરવરદેગારને અરજ કરે છે કે જો તેની બશારત થાય તો તેઓ પોતે અને દુન્યાને નેકીના તરીકા ઉપર આગળ વધારી શકે. વોહુમનો એટલે ભલું મન; અને એ બે નાના શબ્દોમાં એટલો બહોળો અને વિસ્તારવાળો અર્થ સમાઇ ગયેલો છે કે તે વિષ વધુ કહેવાની અગત્ય નહિ હોય. પણ એ ઉપરાંત પયગમ્બર સાહેબ અષ માટે માંગણી કરે છે અને અષ એ રાસ્તી, પવિત્રાઇ, નેકી વિગેરે છે. એક જર્મન વિદ્વાન કહે છે તેમ અષનો અર્થ જીંદગીને કુદરતના કાયદાઓના નિયમે એવી રીતે રચવી કે તેથી વધતામાં વધતું સુખ અને સંતોષ આ જગત્માં આપણને હાંસલ થાય તેને લગતો છે. અષનું સુખ અને અક્ષેશ મેળવવા પયગમ્બર સાહેબ સદા અરજ કરે છે અને તે ગાથામાં સર્વે સ્થળે રોશન થયલું છે. મઝદયસ્ની દયનની મોતેબરીની પીછાણ બરોબર કરવી હોય તો જો આપણે ગાથાનો અભ્યાસ કરીશું તો આપણને તે બરોબર જણાશે. ગાથાને માટે દસ્તુર દારાબ દસ્તુર પેશોતન સંજાણા પોતાનાં Zarathusatra in the Gathas પુસ્તકમાં જણાવે છે કે—"the Gathas plainly preserve Zoroastrianism in its purest and most original form," as the founder of this sublime religion had thought out and imparted it. If the present Parsees, the modern professors of the Zoroastrian religion would learn to be familiar with its contents and spirit, as it originated directly from the prophet, they would always

have to refer to the Gathas; and they ought to endeavour to penetrate deep into the meaning which is indeed often obscure and difficult. I believe that it will also have an important practical effect in increasing their love and esteem, and in preserving in a pure state this religion as a rare and valuable possession."

ઝરથુસ્ત્રી દયન એક ઇશ્વરવાદી છે એટલે કે monotheism છે અને સુધરેલા કાળની શરૂઆત આ ફતવાની જાહેરાતથી થયલી છે. ખુદા એક છે એ માન્યતાનો દુન્યામાં ગોયા પહેલો પસાર કરનાર, પયગમ્બર ઝરથુસ્ત્ર છે એમ આપણે ઇરાન વેજની બાહેરના મુલકોની તવારીખ વાંચ્ચે છીએ ત્યારે તે પરથી માલુમ પડે છે.

## ઝરથુસ્ત્ર માટે ફીલસુફોના વિચારો

એક પયગમ્બર તરીકે ઝરથુસ્ત્ર સાહેબના કલામોએ દરેક દુર દરાઝના મુલકોમાં પ્રવેશ કીધો તે આપણે એટલા ઉપરથી જાણી સકીશું કે પીથા ગોરાસ નામનો જે મહાન ગ્રીક ફીલ્સુફ થઇ ગયો હતો તેણે ક્રાઇસ્ટ સાહેબ પહેલાં ગ્રીક લોકોની ધાર્મિક રાહબરી કરી હતી. તેણે જુના જમાનામાં ગ્રીક પયગમ્બરનો ભાગ ભજવ્યો હતો. ફીલ્સુફ ઇજીપ્ત ગયો હતો અને ત્યાંના મંધા લોકો લોકો સાથે વાદવિવાદ ચલાવી ઘણુંક જ્ઞાન સપાદન કીધું હતું. પોરફાઇરીઉસ કે જેણે પીથાગોરાસની જીંદગી લખી છે તે ઝરથુસ્ત્ર સાહેબ અને પીથાગોરાસના સંબંધ વિષે લખતાં જણાવે છે કે:— "He has inculcated truth before all things: this alone can render man God-like, since also in God (called by the Magi Oromazes) the body, as he learnt from them, resembles light, whilst the soul is like unto truth." આગળ ચાલતાં એજ પુસ્તકમાં જણાવવામાં આવે છે કે He had intercourse not only with the other Chaldœans,

but also with Zabratas by whom he was purified from the times of his earlier life, and was taught how zealous people must keep themselves pure; there he had also heard the doctrine of the nature and the first principles of the Universe."

ઍરીસ્ટૉકસીનસ નામનો એક બીજો ફીલસુફ ગ્રંથ કર્તા એજ વિષય બાબે જણાવે છે કે "According to Zorates there are two demons, a celestial and a terres trial one; the latter takes his origin from the earth, and is water; but the celestial one is fire coupled with air, warm and cold."

હીપૉલીટસ તો આગળ વધીને જણાવે છે કે "Zorates, the teacher of Pythagoras, has called the first one father, the second one mother." ઉપલા દાખલાઓમાં ઝરતસ કરીને જે નામ આવ્યું છે તે ઝરથુસ્ત્રનું પોતાનુંજ છે કે કેમ એ અચોક્કસ છે પણ ઉપલા ફીલસુફો પોતાના જે કલમો દુન્યામાં ફેલાવી જાય છે તેમાં ઝરથુસ્ત્રી તત્ત આમેજ થયલું છે. પ્લેટોના વખત કરતાં અગાઉ મઝદયસ્નની દયનના કરદાઓ ગ્રીક જેવી ખુદ સુધરેલી પ્રજાઓ વચ્ચે જાયઝ હતી એ આપણને તેમનાં લખાણો અને તેમનાં આચાર વિચારોના ફેલાવાપરથી જણાય છે.

થીઓપૉમ્પસ કે જેણે "Philppica" કરીને ચોપડી લખી છે તેમાં ઝરથુસ્ત્ર વિષે પુરતો એન્તે બાબ આપ્યો છે જે પુરવાર કરે છે કે ગ્રીક અને રોમન અને ખૅલ્ડીઅન પ્રજાઓ પયગમ્બર સાહેબના દઆવામાં એન્તેકાદ મુદ્દતા હતા. એ રીતે બીજા અનેક મોહમીદીઆન ગ્રંથકારોના લેખોમાં પણ એજ તરેહના એશારાઓ આવ્યા જાય છે જે સર્વ ઝરથુસ્ત્રને એક મહાન પયગમ્બર તરીકે ઓળખાવે છે.

## ઝરથુસ્ત્ર સાહેબ પોતાની ફર્ઝ બાબે શું કહે છે?

ઝરથુસ્ત્ર સાહેબે પુરાતન જમાનામાં વર્ષો અગાઉ જન્મ પામ્યા હતા અને પોતાની જીંદગી દરમ્યાન દરેક પયગમ્બરોને જેમ કડવા અનુભવો હેઠળથી પસાર થવું પડયું હતું તેમ તેમનેબી પસાર થવું પડયું હતું. તેમના ઉપર પયગામ આપવાની ગોયા ફર્ઝ પરવરદેગાર તરફથી નાંખવામાં આવી હતી એ આપણુને યઝસ્નેના ૮ મા હા ઉપરથી જણાય છે કે જ્યાં તેઓ જણાવે છે કે "હું કે જે ઝરથુસ્ત્ર છું તે તથા બીજાઓ ઘેરોના, મહોલ્લાઓના, કસ્બાઓના તથા મુલકોના આગેવાનોને આ દીન કે જે અહુરમઝદ તરફની ઝરથુસ્ત્રી દયન છે તેના નિયમ મુજબ અને તેના વચન તેમજ તારીફ પામેલાં કામો મુજબ ચલાવીશ." પયગમ્બરીનો ઇલમ પરવરદેગારની ચાલુ બશારત અને મહેરથી અમલમાં મુકી શકાય છે. એથી ગાથા કે જે ઝરથુસ્ત્ર સાહેબનાં પોતાનાં વચનો છે તેમાં તેઓએ બશારત અને મહેરની હમેશાં આર્ઝુમંદ માંગણી કરે છે. તેઓ કોઇબી દુન્યવી દાનાવ યા પરહીઝગાર તરફથી કશીબી બક્ષેશ મળી હોય એમ જણાવતા નથી જે જણાવે છે કે તેઓ ફકત ખુદાતાલાનાં ભાનમાંજ નિર્ગમન થઇ રહેલા હતા. યઝસ્નેના ૨૮ મા હામાં તેઓ જણાવે છે કેઃ—"નમનતા ઇથી હાથ ઉંચા કરતો આ ખુશહાલીની ઉમેદ રાખું છુ કે પહેલાં અહુરમઝદનાં સ્પેન્તોમીનોનાં રાસ્તી ભરેલાં તમામ કામો તથા ભલાં મનની અકકલ જેથી જેહાનનાં રવાનને હું ખુશહાલ કરૂં." આ ઉપરથી માલુમ પડે છે કે પયગમ્બર તરીકે જે સર્વોત્તમ શ્રેષ્ટ બુદ્ધિ કે જે મારફતે અહુરમઝદને પ્હોંચી શકાય છે તેની બક્ષેશ થાય તે મુરાદ તેઓ દરેક ઠેકાણે ચાહે છે. બેહમન અમશાસ્પંદ મારફતે ખુદાને પ્હોંચવામાં ઢીલ થાય છે તો ઝરથુસ્ત્ર સાહેબ વધુ ઇન્તેઝાર બને છે અને ખુદ ખુદાતાલાની ઝબાનથી જાણવા માંગે છે કે આ ખલકતની બનાવટ કેમ થઇ, બહેસ્ત કયાં છે, સર્વો અનાસરોનો પેદા કરનાર કોણ છે વિગેરે. એ રીતે જે સર્વે તૈયારીઓ એક

પયગમ્બર માટે અવશ્યની હોય છે તે સર્વે ઝરથુસ્ત્ર સાહેબ ચાહે છે. જ્યારે પરવરદેગાર તરફથી તેમને જ્ઞાન મળ્યુ ત્યારે તેને જાહેરાત આપવા તેઓએ પોતાના ચેલાઓ તેમજ પોર્યો દકેશાન સનમુખ એક ભાષણ કીધું હતું જે યઝસ્નેના ૩૦ મા હામાં આપ્યું છે. આ ભાષણમાં તેઓએ ભલી અને બુરી એ બે શકિતઓ વિષે વિવેચન કીધું અને નેક જીંદગીનાં બંધારણ વિષે પોતાના બશારત પામેલા વિચારો આ દુન્યાને જાહેર કીધા.

## ઝરથુસ્ત્ર સાહેબની પયગમ્બર તરીકેની વાયેજો.

ઝરથુસ્ત્ર સાહેબ દુન્યામાં પહેલવ્હેલાજ એવા પયગમ્બર થઇ ગયા કે જેઓએ ફીલસુફીની રાહે ખુદા, જીંદગી, નેકી, બદી વિગેરે સંબંધી વિષે બયાન કીધું છે તેઓએ જણાવ્યું છે કે સર્વ વસ્તુઓનો પેદા કરનાર અહુરમઝદ છે. વંદીદાદની એક પરગરદમાં ખુદાતાલા જણાવે છે કે હું સર્વે વસ્તુઓનો બનાવનાર છું; અને હોરમઝદ યસ્તમાં તો તેથીબી આગળ વધીને જણાવવામાં આવે છે કે અમેષાસ્પંદો વટીક અહુરમઝદે બનાવેલા છે. વળી પયગમ્બર સાહેબ જણાવે છે કે આ દુન્યામાં સ્પેન્તોમીનો અને અંગ્રમીનો કરીને બે મીનોને પરવરદેગારે કામે લગાડયા છે. એક પેદા કરે છે, બીજો નાશ કરે છે, અહુરમઝદ પોતે "સ્પેન્તો તેમો મીનો" કરીને પોતાને ઓળખાવે છે. કે જેનો અર્થ "ઘણીજ વૃદ્ધિ કરનારો" એવો થાય છે.

આગળ ચાલતા ઝરથુસ્ત્ર સાહેબ મજહબ પાળવામાં સ્પેન્તો મઇન્યુશની પેદાયશોને આરાધવા તેમજ તેમની જાળવણી કરવા અને અંગ્રેમઇન્યુશની પયદાશોનો નાશ કરવાનો મૂળ તરીકો જાળવવા પોતાનું ફરમાન આપે છે અને એ સર્વેમાં પયગમ્બરને જેમ પરવરદેગાર સહાયકારક થાય છે તેમ ઝરથુસ્ત્ર સાહેબને પણ ખુદાતાલા મદદગાર થાય છે. અવસ્તામાં જણાવવામાં આવ્યું છે કે ઝરથુસ્ત્ર પયગમ્બરના જન્મથીજ કુદરતમાં સ્પેન્તો મઇન્યુશની પયદાયશો ખુશહાલ થઇ અને અંગ્રેમઇન્યુશની પયદાયશો

ગમીમાં ગીરફ્તાર થઇ અને અફસોસ કરવા લાગી. વંદીદાદની ૧૯મી પરગરદમાં જણાવવામાં આવ્યું છે કે ઝરથુસ્ત્રની પુઠે લાગેલા દેવોએ તે સાહેબનો નાશ કરવા ઘણાક ઉપાયો શોધી કાઢયા હતા; પણ જ્યારે સ્પેન્તો મઇન્યુશનું તત્વ તે સાહેબમાં ઓર આમેઝ થયલું હતું ત્યારે પોતાની નેમમાં દેવો ફાવ્યા નહિ; અંતે તેઓએ દીલગીરી ભર્યો પોકાર કીધો કે અફસોસ! પૌરૂષસ્પનાં ઘરમાં ઝરથુસ્ત્ર જેવો નર પેદા પડયો છે.

યઝશ્નેના આખા ૪૫ મા હામાં ઝરથુસ્ત્રે પરવરદેગાર તરફથી વૃદ્ધિ ઇત્યાદિ કરવાનું જે જ્ઞાન મેળવ્યું હતું તેના ફેલાવા સારૂ તેઓએ લોકોમાં કેવી વાયજો કીધી હતી તેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

એજ રીતે ઝરથુસ્ત્ર અહુરમઝદ વિષે પોતાના જે વિચારો જાહેર કરે છે તેમાં તેને ભલા મનનો બક્ષનાર, નેકીનો બાપ, સચ્ચાઇનો પેદા-કરનાર વિગેરે જેવાં જે વિશેષણો ખુદાના ૧૦૧ નામોમાં આપવામાં આવ્યાં છે તેવાં વિશેષણો લાગુ પાડે છે. બેહમન અને સરોષ ઇઝદને પોતાના દીદાર દેવા અને અહુરમઝદનો આત્મા પોતાનામાં ઉતરે એવું કરવાને પરવરને દરેક ઠેકાણે અર્ઝુમંદ અપીલ ગુજારે છે. તેઓ કહે છે કે "ઓ અહુરમઝદ! મેં તનેજ વૃદ્ધિ કરનાર તરીકે વિચાર્યો, જ્યારે બેહમનની મારફતે સરોષ મારી પાસે આવ્યો અને મારાં લાંબો વખત સુધી ચુપ રહેલાં મનને ઉત્તમ ખુબીવાળી હોંશ દેખાડી ત્યારેજ મેં જાણ્યું કે તે ઉત્તમ ખુબીવાળી હોંશ તારી તરફથી મેળવ્યા વગર કોઇબી માણસ દુરવંદોને નેક રસ્તો પૂરતી રીતે શીખવવાને લાયક થઇ શકશે નહિ." વિગેરે.

## ઝરથુસ્ત્રને અહુરમઝદના થયલા દીદાર.

અવસ્તામાં જણાવ્યું છે કે ઝરથુસ્ત્રે પોતાની આંખની અંદર અહુરમઝદને જોયો,=ચષ્મૈની વ્ય દરેસેમ. પહેલાં તેમને બેહમન

અને સરોષને આરાધવા પડયા હતા કે જેઓની રાહબરી તળે તેઓ પહાડમાં જઇને શાંતિથી ગુપ્ત મનન કરવા લાગ્યા. તેમની ઇંતેજારી કે હું અહુરને કયારે જોઇશ તે અંતે બેહમનનાં વચ્ચે પડવાથી ફળી શકી હતી. બેહમનની મારફતે ઝરથુસ્ત્રે પૂછયું વિગેરે, એવા અનેક ઇસારાઓ આપણુને મળે છે; અને ખુદ અહુરમઝદના દોસ્ની ભર્યા દીદાર ઝરથુસ્ત્ર સાહેબને થયા એમ વંદીદાદની ફરગરદ ૨૨ મી પરથી જણાય છે. ત્યાં જણાવવામાં આવ્યું છે કે "બુઝોર્ગ પહાડપર અહુરમઝદને પૂછયું અને ત્યાં ઝરથુસ્ત્રે અહુરમઝદ સાથે સવાલ જવાબોકીધા"

વળી ગાથાના ૨૯ મા હા ઉપરથી માલુમ પડે છે કે ખુદ અહુરમઝદે ઝરથુસ્ત્ર સાહેબને પોતાના પયગમ્બર તરીકે પસંદ કીધા હતા; અને તેવણુને પોતાની ગેબી શકિતઓ પુરી પાડવા અહુરમઝદે પોતાની ખાહેશ દેખાડી હતી, અહુરમઝદ રામ યસ્તમાં રામ યઝદની બંદગી કરે છે અને ક્રિયાઓ કરે છે તેનો હકક ફકત ઝરથુસ્ત્ર સાહેબનેજ આપવામાં આવ્યો છે. એ બતાવે છે કે અહુરમઝદની પસંદગી જરથુસ્ત્ર સાહેબ ઉપર એક પયગામ લાવનાર તરીકે ઉતરી હતી. ત્યારે એવા અહુરમઝદે નીર્માણ કરેલા પયગમ્બરને આપણે આરાધીશું ! આમીન !

---